# માનસિંહ અભયસિંહ.



છપાવી પ્રસિદ્ધ કરનાર

**મુંબઈ ગુજરાતી નાટક મંડળી.**



મુંબઈ:-

ધી રાઇઝીંગ સ્ટાર પ્રીંટીંગ પ્રેસમાં

મહમદઅલી દાઉદખાને છાપ્યું છે

સને ૧૮૯૩. સંવત ૧૯૪૯

**કીંમત રૂ૦-૨-૦**

# નાટકના પાત્રો.

## પુરૂષ વર્ગ

ધિરસિંહ...... ....જોધપુરનો રાજા

માનસિંહ }
અભયસિંહ } ......તેના પુત્રો

ચંદ્રસેન ............જાવાનો રાજા

હેમચંદ ............જોધપુરનો નગર શેઠ

ઝવેરચંદ }
પાનાચંદ } ......ચીત્રાવતીના વાણીયા
અનોપચંદ }

કશળો..............ઝવેરચંદનો છોકરો

યારમહમદખાં......ચીત્રાવતીના બાર દરવાન માંહેનો એક મોટો

જયરાજ........... એક વણઝારો.

બહેચર ............ચીત્રાવતીનો કુંભાર પટેલ

દરવાનો સીપાઈ, ચોપદાર, કુંભાર વિગેરે.

## સ્ત્રી વર્ગ

પદમાવતી......... ..ધિરસિંહની સ્ત્રી

ચંદ્રાવલી...... .... ચીત્રાવતીની રાજ માતા

ચંદ્રાકલા............તેની પુત્રી. માનસિંહની સ્ત્રી

હંસાકુંવરી ........ચંદ્રસેનની પુત્રી, અભયસિંહની સ્ત્રી

સુલક્ષણા..........હંસાકુંવરીની બહેનપણી માનસિંહની સ્ત્રી

લાલન..............કોઇ વણઝારાની પુત્રી, અભયસિંહની સ્ત્રી

દયા..................કુંભાર બહેચરની સ્ત્રી

રૂડી ..................તેની દીકરી

દાસી, વારાંગનાઓ, સાહેલીઓ વિગેરે

# માનસિંહ અભયસિંહ

## નાટકનો ટુંક સાર

### અંક ૧ લો તથા ૨ જો.

માનસિંહ—અભયસિંહ વાડીમાં સહેલ કરવા આવેલા. દીમાં પાણિ ભરવા આવનાર નગરના કેટલીએક સ્ત્રીઓને રોકી: આ વાતની ગામમાં જાણ થતાં મહાજન ભેળુ થઇ શેહેર ખાલી કરેછે, એમ ફરીયાદ તેના પિતા પાસે જતાં રાજાએ કુંવરોને દેશવટો દીધો. માતાપાસેથી છુટા પડેલા બાળકો જંગલમાં ફરતાં ન્હાના ભાઇનું સર્પદંશથી મૃત્યુ થએલું માની, મોટો ભાઇ ચાલી જાયછે.

સર્પદંશથી પડેલ ન્હાના ભાઇ અભયને રસ્તે જતાં વણઝારાનાં માણસો જોઇ ખમચી ઉભાં રહેછે. વણઝારાની કન્યા લાલન તેનાપર અનુરક્ત થાયછે, પણ તેને મરેલ માની તેની સતિ થવાની તૈયારીમાં કેટલાએક બ્રાહ્મણોના આવવાથી, ઝેર ઉતાર થવાથી અભયસિંહ ઉઠી અજાયબ થાયછે બ્રાહ્મણના આગ્રહથી અભય લાલનનો હાથ હાથમાં લેછે; બંને જણાનાં અહીં લગ્ન થાયછે.

ન્હાના ભાઇના વિયોગથી દુઃખીથતો માનસિંહ ચિત્રાવતી શેહેરના પાદર આવતાં ત્યાંના રાજાએ નિપુત્ર સ્થિતીમાં સ્વર્ગવાસ કરવાથી મ્હોટાભાઇ માનસિંહને તેજ રાજ્યકન્યા પરણાવી, રાજ્યાભિષેક કરવામાં આવેછે. અને તેજ વખતે માનસિંહ શેહેરના દરવાજા સાંજના સાત વાગા પછી બંધ રાખવાનો હુકમ આપેછે.

મ્હોટાભાઇનું શું થયું, તે ક્યાં હશે? મ્હારી ચિંતા કરતા હશે, એવા વિચારથી લાલનની રજા લઇ ન્હાનોભાઇ અભયસિંહ ફરતાં ફરતાં ત્યાંજ આવી ચડેછે. દરવાજા બંધ હોવાથી એક જ ડોકાબારી રસ્તે માર્ગ મેળવતાં અભયસિંહનો ઠાઠ જોઇ ત્યાંના દરવાનો તેને ઝાટકા મારી બધું પડાવી લેછે. તેની ગાંસડી વાળી ખાણમાં નાખી આવતાં તે માટી ખોદવા આવનાર કુંભારના હાથમાં આવેછે. ત્યાંથી કેટલાક વખતે તેને આરામ

થાયછે. તેજ શેહેરના કેટલાએક વાણિઆ જાવાબંદર વેપાર અર્થે નીકળતાં વ્હાણને બત્રિશ લક્ષણાનો ભોગ આપવા કુમારને મ્હોટી મ્હોટી લાલચ તથા ધમકી આપી તેને લઇ જાયછે. જાવાના રાજાની હંસાકુવરીના સ્વયંવરની તૈયારી વખતમાજ તે લોકો ત્યાં પોહોંચેછે. થોડા દિવસ પછી સ્વયંવરનો શુભ દિવસ આવેછે. અભય પણ ત્યાં તમાસો જોવા જાયછે. હંસાકુવરી સ્વયંવરમાં વરમાળ આરોપવા આવતાં અભયસિંહને જોઇ બધી વાત જાણી તેને વરમાળ પહેરાવેછે.



## અંક ૩ જો.

પતિ વિરહે પીડાતી લાલનનો પિતા જયરાજ, પુત્રી માટેની ચીંતામાં ધંધો વીસરી, જમાઇને શોધવા ભટકતો જાવા આવે છે; અભયસીંહને ગવૈયાને વેશે મલે છે અને પછી જાહેર પડી કુમારને દેશમાં આવવા સમજાવે છે, તથા તેનો ભાઈ માનસીંહ ચીત્રાવતી નગરની આસપાસમાં રહે છે અને ત્યાંના રાજાનો સ્નેહી છે એવા ખબર આપે છે. અભય આ ખબરથી ચીત્રાવતીના વાણીઆઓ સાથે ચિત્રાવતી જવા નીકલે છે. હંસા પોતાની સખી સુલક્ષણાને લઈ સાથે જાય છે માર્ગમાં પાપી વાણીયાઓ, હંસાને માનસિંહને પરણાવી લાભ મેલવવાના લોભથી, અભયસિંહને ઝેર આપે છે. આ વાતની વણિક પુત્ર કશળા મારફત ખબર પડતાં સુલક્ષણા હંસાને સતી થતી અટકાવે છે, વાણીઆઓ સાથે મલી જઇ તેમને ઠગી અભસીંહને પેટીમાં નાખી, તે પેટી વહાણમાં છુપાવી તેને બદલે બીજી પેટી દરીઆમાં નાખી દે છે. વહાણમાં એક કોટડીમાં અભયને છુપાવી તેનુ ઝેર ઉતારી તેને પોતે છૂટો ન કરે ત્યાં સુધી ગુપ્ત રહેવા વચન લે છે હંસાથી પણ અભયસીંહ જીવતો હોવાની વાત છુપાવવામાં આવે છે. સર્વે ચિત્રાવતી આવી પહોંચે છે. વાણીયાઓના તરફથી હંસાને માનસિંહ સાથે પરણવાની ફરજ પડતાં, સુલક્ષણા પોતે હંસાનો વેશ લઇ માનસીંહને પરણે છે

બાદ કપટ નાટકનો પડદો ઉઘડવાની તૈયારી થાય છે. માનસીંહ હંસાને ઉતારે આવે છે. સુલક્ષણા તેને અટકાવી એક વાર્તા કહે છે જેમાં ખુબીથી અભયસિંહ જીવતો હોવા વિષે તથા તે જાતે જઈ અમુક કન્યાને વરવા વિષે ખબર આપતાં વચ્ચે

વાત અધૂરી મૂકી ખાનગી કચેરીમાં વાત કરવા કહે છે ગભરાયલો માન હંસાને ખાનગી બેઠકમાં બોલાવે છે જ્યાં હંસા-સુલક્ષણા જાય છે. સુલક્ષણાના કહેવાથી પેલા વાણીયાઓને પણ ત્યાં બોલાવવામાં આવે છે. સુલક્ષણાએ નીચે અભયસીંહ ને ઉપરના ખાનામાં રત્નો ઘરેણાં ભરેલી પેટી હંસા તરફથી વાણીયાઓને બક્ષીસ આપેલી, તે પેટી વાણીયાઓ માનસીંહને નજર કરવા લાવેછે.

અહીં જયરાજની યુક્તીથી એક બીજાથી અજાણ્યા બાપ દીકરો એકમેકને મળવા જતાં ઓળખી અત્યાનંદ પામે છે. માતા પિતા, મોટો પુત્ર, તેની વહુ, વગેરે બેઠાં છે ત્યાં હંસા, વાણીયાઓ વગેરે આવી પહોંચે છે. સુલક્ષણાની શીખવણી મુજબ કશળો વાણીયાઓનો દગો ફોડી દે છે. નજરાણાની પેટીમાંથી ઓચીંતો અભય નીકળેછે સર્વે આશ્ચર્યથી છક થઇ જાય છે મળે ભેટે છે અને અભયની જીવ બચાવનાર ચતુર સુલક્ષણાને માનસિંહ પત્નિ તરીકે અતિ માનથી કબૂલ કરે છે. નીચ વાણીયા પણ ભલા કશળાને લીધે બચી નીચ બુધ્ધી સદાને માટે તજેછે.



# માનસિંહ અભયસિંહ.

## અંક ૧ લો

સ્ત્રીઓ—

૧

બ્હેની બ્હેની, ચાલો સાહેલી, મળીને ભેળી, જલભરવા;
ટુટી બંધી, ફરીઆસંધી, લહાએ ગુગંધી, ન શું કરવા
વાડી ખિલેલી, વૃક્ષનીવેલી, ફુલેલચેલી; દુઃખ હરવા.
પાણીવાડીનું અપાર, મધુર ને મીઠું સાર, હલકે ને સુખકાર
વળી પાસે દરબાર, અભેસીંહ સુકુમાર, બંધાનાછે છોડના
જાણે અશ્વનીકુમાર, સમા રાજનાકુમાર, કર્યો બહુ ઉપકાર
પ્રજાપર પુર્ણ પ્યાર, આશિશ દે નરનાર, પુરો આશ કિરતાર

માનસિંહ—

૨

શો સુંદર બગિચોછે લચ્યોઆ, જાણે કુબેરે હાથે રચ્યોઆ શો
ફલફુલ લાગિ ઝુમી રહ્યાંછે, કેવોછે આંબેસાર જચ્યોઆ
આદરથી સત્કાર કરીને સુગંધી દેવા ચપોછે ગચ્યોઆ શો

અભયસિંહ—

૩

છે એ તો એવી મોહિની, દિસે શકિત કોઈ અજબ બની.
છે રંગ જાદુ જમાવી, ફાવી જગમન ભાવી, દઇઅંજાવી,
પામી પદવી અવિચલ સુંદર મનહર જયકર નરવરની; એ.
મ્હોટા માહાન જેને વશછે રહ્યા, ચોકીદાર જ્યાં અનંગ.
ફરકાવી નવરંગ, પેલા વાવટા અભંગ, વાંકાભમર સુરંગ.
પીડનારોએ પતંગ, લઈ ઉભો લડવા જંગ પાડે કોણત્યા પ્રસંગ,
થાય શુરવીર દંગ, બને માન ભંગ, વાગે કામ ખગ.
પરમ પવિત્ર વિસરાવે મિત્ર તેમાં શું વિચીત્ર.
યાદ રાખો લલચાવી કામદેશેફસાવી જાણુશો તેદીઆવી. જ.

સ્ત્રીઓ—

૪

કુંવર કેમ રોકી વાટ ઉભાછો અમારી રે.
ગુન્હો શો અમે તમારો કિધો, પ્રજાછીએ અમે તમારી.
જુઓ પ્રતિષ્ટા તમારી તો વિચારી.—કેમ.
જલ ભરવાને સરવે આવ્યાં તેમાં કાધું ન કાંઇ ખોટુ કામ.
લજવોના નામ કાં ફંદ કરો. વિનવીએ અમે સઘળી પનિહારી.

૫

**માનસિંહ**—માનીને માનો ખોટી ન થાઓ રમણી.
**સ્ત્રીઓ**  કુંવર ન કરો રૈયત ઉપર પજવણી
**માનસિંહ**—ઘન ને મયુર ચહે જેમ પ્યારે, તમ મુખવેણુ મનમારે;
આતુરછું શ્રવણ કરવાને, મૃગ નયની ગજ ગમની'
**સ્ત્રીઓ**—સદન જવાદો અમને કુંવર.
**માનસિંહ**—ગમન કરો તે પછીથી
**સ્ત્રીઓ**—વિપરીત આથી થાશે કહીએ.
**માનસિંહ**—જાઓ વદ જો નમણી.

૬

**અભયસિંહ**—અરે ઓ પનિહારી, નહીં ગભરાઓ,
નામ બતાવો ભલે પછી જાઓ.
બોલો બોલો ન માને ભરાઓ - નહીં.
**સ્ત્રીઓ**—કુંવરજી આ શું કરો! આ નહીં સારી રીત,
જો રાજાજી જાણશે તો થાશે વિપરીત;
ચાલો જઈએ જોઈએ કેમ રોકી રખાયછે?
**અભયસિંહ**—નામ બતાવ્યા વિના જોઈ કેમ જવાયછે?—અરે

૭

**સુનંદા**—પાણી ભરવા હું ગઈતીરે સાહેલિની સંગે,
આડા આવિને ઉભારે, કુંવરજી નવરંગે
જલભરવા સરવે ગયાં, આ વાડીમાઝાર,
થઈ ઉભા દરવાન તે, બંને રાજ કુમાર;
રોકી રાખી સાસુજીરે, અમે સૌ પનિહારી,
નામ પુછીને મ્હારરે, કીધાં હઠ ભારી;
શરમાઈ ઉભાં રહ્યાં, શું અમ અબળા જોર!
વિનવણી કાંઈ સુણી નહીં, દેખાડી નિજતોર;
હઠથી અમે હાર્યાં રે, આખર એક સાહેલી,
નામ દિધુંજ મ્હારૂં રે, ત્યારે દિધાં મેલી.

૮

**સુનંદા**—જોઉં હવે શું થાય વિભુ તુજ આશ ધરી,
રહું ધિરધરી, વિપરીત વાત થઈ સઘળી;
રાખ રાખ તું લાજ નહીં તો લે સંહરી;
બની બની નહીં બની તે થાયેરે,

થઇ વાત કદી ન છુપાયેરે,
રહો પ્રભુજી મારી સ્હાયેરે,
ભલે જાઉં મરી રહું સત્યવરી,
નહીં દોષ કરી જો કદી હું ખરી.—વિપરીત.

૯

**વારાંગના**—રૂડાં તોરણ વારણ દ્વારનાં જણાય.
અનુપ સ્વરૂપ ભુતલ ઇંદ્રનું ગણાય—રૂડાં
અગણિત દળ મનહર ચતુરંગી શત્રુના ગર્વ, હરતું માન.
અતુલ બળ ગુણી સકલ ગાય:—  રૂડાં
રિદ્ધિ સિદ્ધિ પુત્ર કામ સમા એ, ઠરે નિરખતાં આરનાં નેન,
સદન ભવ્ય દુર્ગ આંખો જાય—  રૂડાં

**વિરસિંહ**— ૧૦

નિચ થયા મુજ કુંવારો હાય ' દઃખદરૂં,
શું કરૂં, ક્યાં ઠરૂં, હા મરૂં !
લંપટ થઈ પીડે રૈયત રંક,
વાળે જુલમનો આંડો અંક;
ચોટાડ્યું કુળને કેરું કલંક.
આકરૂં આભરૂં. થરથરૂં. હું ડરૂં !

**પ્રેમચંદ** - ૧૧

બાહુર અમે બંકા કેવા ભારી
કેવી વશ કીધી આ વહુ મારી
બેસ કેતાં બેસે ઉઠાડે ઉઠે નારી
રમ કેતાં રમે ખા કેતા ખાનારી
આવ કેતાં આવે જાકેતાં જનારી
ફુંકંડ રોફદાર ને લટકારી.

**પદ્માવતિ**— ૧૨

પગમાં પડી દીનદારા, માગે જીવિત પ્યારા.
નિવારો પ્રિતમ મારા અશ્રુ ધારા;
પ્રિતી નહી પરહરીએં, કઠણુ ન શિક્ષા કરીએં
સુતપર કરૂણા ધરીએં. ન કરો ન્યારા;
જાચું છું કરજોડી, હો નહીં આશા તોડી;
જાશે જીવ તન છોડી, પ્રિતમ પ્યારા.

**પદ્માવતિ—** ૧૩

વિરહથી પુત્રના મુંઝાઈ મારી જાય છાતી,
હૃદયની વેદના હુંથી નથી સહી જાતી;
સુગંધી કુમળાં ફુલડાં જશે ચીમળાઈ મારાં,
નહી ધરશે દયા જરીએ વિપત્તી આ છવાતી;
જશો મુજ તેજ ચક્ષુનાં તજી લાચાર માને,
નથી બાળા પુરી આ જીંદગી પાપી થાતી.

**ચતુરી—** ૧૪

માજી ક્યો આમ કાં નેણાં ભરીયાં!
શોક શમાવો માત; માજી.
વિજયી કુમાર થશે સુખી સહુ ઠામે,
નિશ્ચય નરવર થઇ યશ પામે;
વિર માતા થઇ પુત્ર ગમનથી
કયમ માજી ડરીયાં! કહોને આજ!

**પદ્માવતિ—** ૧૫

હાય હાય હાય સહન ન થાય,
થાયરે અતિ આ મનમાં ખેદ,
જાય શાંતિ થિર ના ધરાય;— હાય.
નજર થકી કદી, દુર કિધા નથી,
હમેંશ કેમ દુર કરાય,— થાયરે.
અહો મુજ પ્યારા, કરૂં કેમ ન્યારા!
કહો કેમ હું થકી જીવાય!— થાયરે.

૧૬

**પદ્માવતિ—**વાણિ મધુરી છે તમારી મ્હારાં બાળુડાં;— ટેક
**અભયસિંહ**-વિરહ વેદના મુજને હણશે, તમવિણ મા ન જીવાય
**માનસિંહ**-થિર ધરો મા દુઃખના દહાડા, સુખ પેરે વહી જાય; વાણિ
**અભયસિંહ**-એક ઘડી ના નિરખું તમને, મા મુજ મન ગભરાય
**પદ્માવતિ**-વિયોગ રહેવા વર્ષ તણા તે મુજથી કેમ રહેવાય? વાણિ,
**અભયસિંહ**-વિધાએ લખીઆં કર્મે સુખદુઃખ મા, નહી મિથ્યા થાય
**માનસિંહ**-ખેદ કરે દુઃખ બમણું લાગે પામર જીવ ગભરાય; વાણિ
**અભયસિંહ**-સાથે રહેતાં દુખ ગણના વિરહે તન પિડાય,
**માનસિંહ**-તેમ કરતાં પિતાની આગ્ના માડી મિથ્યા થાય. વાણિ.
**અભયસિંહ—**ઇશ્વર ઇચ્છા એવી માની,
**માનસિંહ—**આગ્ના આપો માય,
**પદ્માવતી**-જીવથી વ્હાલા જાઓ તમને કહેતાં જીભ કપાય. વાણિ

**પદ્માવતિ—** ૧૭

જાઓ જાઓ વિઘ્ન સઘળાં જાશે,
જંગલ મહીં દુઃખ કશું નહીં વ્હાલાં તમોને થાશે;
વાઘ વરૂ સિંહ રીંછ તણો નહીં લાગે તમોને ત્રાસે,
જંગલ મંગલ રૂપ થઈ તમ કિર્તી ચોમેર ગવાશે. જંગલ
માતા ભવાની દેવી અંબિકા, રહેશે તમારી પાસે,
તેત્રીશ કોટી દેવ રક્ષાથી, છેવટ સુખ છવાશે. જંગલ.

અંક ૨ જો.

**અભયસિંહ—** ૧૮

ભરતી ઓટ આવેરે, નિયમ એ ચુકે નહીં,
ભરતાની દરિઓરે, મરીયાદા મુકે નહીં
ચડતી પડતી આ દુનિઆમાં કોનાં નિત્ય થાય,
પણ ધિરા જન ધિર ન મૂકે પ્રાણ કદી જા તજાય.
તમો ગુણ તાપેરે સદ્‌ગુણી સુકે નહીં ભરતી.

**અભયસિંહ—** ૧૯

માતા તારે ચરણ શરણ હું બાળક છું,
વિણ અપરાધે મરૂં છું નાહક હું,
શાપ દિઓ માં માતા કૃપાળુ,
આપ તાપથી બળું નિશંક હું.
પ્રાક્રમ તમારૂં બાળ શું જાણું?
દયા કરો માતાજી છું રંક હું.

**માનસિંહ—** ૨૦

થયો દુઃખી તું માહરે માટ ભ્રાત.
તજયું રાજ્ય પાટે તજયાં તાત માત!
અરે મુજ પાપીને લીધે દુભાય!
કમળના સમી આવી કોમળ કાય!
અતુલ પ્રેમનો અનૃણી ના થવાય,
રૂદય ગુણ તારા અહો નિશ ગાય!

**માનસિંહ** ૨૧

ગયો ઉડી કહીં તજી ભાઈ મને!
હત્યારો હું તારો પ્યારો, હઠ કરી ખોયો તને; ગયો.
મૂકી રખડતું જાઉં સ્વારથી, શબને પણ હું વને. ગયો.

લાલન— ૨૨

શું સુતાછો નિદ્રાધિન થઇ, ઉઠોને આધાર,
માને ભરાણા શાને કાન્જો બોલો ઉવનહાર;
આ વગડામાં દૈવ ઈચ્છાએ, આપ થયાછો નાથ,
ઉઠો ઉઠો હદ થઈ સ્વામિ, પકડો મ્હારો હાથ,
હજી નહીં કાં અરજ શુણીને, ઉઠો મ્હારા પ્રાણ,
મુઝાઉં ગભરાઉં અંતર, સમજો ચતુર સુજાણ.

૨૩

અભયસિંહ—સુખ થકા સ્નેહ થકા પરણ્યો હું જાણે રતિ,
લાલન—પ્રાણપતિ. પ્રભુગતિ, કળાણી ન કૃતિ રતિ.
સર્વે—આનંદ આનંદ થયોછે સૌ મન
અભયસિંહ—ઓ પ્યારી તુજ પરતાપે, મુક્ત થયો માતા શાપે
લાલન—રે પ્યારા ઓ મ્હારા દાસીછું અલ્પ મતિ *
સર્વે—જંગલ મંગલ રૂપ ભાસે.
લાલન—પામી હું સુંદર સ્વામિ ઉલ્લાસે.
અભયસિંહ—સફલ રૂદયગામી, પ્રિત રૂદય જામી.
લાલન—હતી દુઃખીયારી થઈ સુખી યારી.

* * * *

સર્વે—રે જય છે વિજય વિજય વિજય રે જયછે,
હર્ષ હર્ષ આજે વર્ત્યો જય જય છે.

માનસિંહ— ૨૪

વિધીના લેખ તે શી રીતથી મિથ્યા કદી થાશે,
પ્રભુનું ધાર્યું કેજો કેમ ! કદી કોથી ફેરાશે,
માત પિતા કે રાજ્યથી, દુર હું દુઃખ ન લગાર.
ભ્રાત ગયો આ હાથથી, એ દુઃખ અપરંપાર.
બળુંછું કે છળુંછું કે મરૂંછું કોઈ ના પાસે. વિધીના
સાથે રહી સેવા કરી, લક્ષ્મણ સમ તેં ભ્રાત.
નજરે જોયું મ્હોતમેં, થયો ન મારો ઘાત,
અરે ધિક્કારછે ધિક્કાર ખોયો ભાઇ વનવાસે. વિધીના.

માનસિંહ— ૨૫

મંત્ર ભણી જયમ ભુરકી નાંખી, શુન્ય રૂદયનો હું સુનકારે.
ભ્રાત પ્રિય પાખી! મંત્ર.
લાગીઓ જખમ ઘાવ કારી, દાહ દિધો ના અગ્નિનો,
પ્રિય જન્ન પ્રેત હારી! મંત્ર.

શુક્રને ધ્યાન તણા શરણે, મુક્યો સાલે ભ્રાત મને મુજ,
આવ્યું ના મરણે! મંત્ર.
માન મુકી માનસિંહ જાતે, શિયાળવો થઇ છાનો ભટકું,
વિના સુખ શાતે. મંત્ર.

**વડારણો** ૨૬

ધન્યઘડી ધન્યપળ આવી આજે તો ધન્યઘડી ધન્યપળ આવી,
અસ્ત આદિત્યનો ઉદય થઇ ને, હર્ષે દિધો વરસાવી; આજે તો.

॥ આનંદ સાગર ઉલટયો, આનંદ આ દરબાર.
॥ આનંદ સૌ સુખીયાં થયાં, આનંદ જય જયકાર.

રાજ મહારાજની આનંદકારી, છબીઆ છબીલિ છે ભાવી;આજે તો

॥ ઉત્તમ કુળમાં ઉપન્યા, ઉત્તમ ક્ષત્રી જાત,
॥ ઉત્તમ પદને પામિયા, ઉતમ થઇ આ વાત,

નિતી પ્રિતીથી પોષિ પ્રજાને, લેજો સાદરથી નિભાવી. આજે તો.

॥ માન થકી બીરાજીઆ. માન ભરેલું રાજ.
॥ માન થકી પાળો પ્રજા, માનસિંહ મહારાજ,

છેલી વિનંતી રાજ એટલી કરીને. મોતિડે લઇએ વધાવી. આજે તો.

૨૭

**ચંદ્રાવતી તથા વડારણો** — રાખે પ્રેમે સુખી રૂડું જોડું વિશ્વાધાર,
જય જય થાઓ આશિષ ગાઓ. રાખે.
ઉતમ નિતી, અનુપમ પ્રિતી
કિર્તી વિશેષ આપો સુરેશ. વિર નરેશ. રાખે
ધન્ય કુમારી, છો સતી નારી
પ્રિય પતિ પ્યારી થાઓ
રૂડાં સંતાન, દેવ સમાન
પામો આપ આનંદ આનંદ વાધો.

**અભયસિંહ—** ૨૮

અજબ નગરી, આ છે અંધેરી, થાકયો દઇ હું સઘળે ફેરી;ટેક.
દીએ કોઇ ન જવાબ. અમથો દેખાડે રૂવાબ,
ઊંઘી મારે ઉલથાપ, જાઊં અંદર ઠેકી લીએ ઘેરી; થાકયો.
અરે ભાઇ ઓ દરવાન,

**યારમહમદખાં**—અબે કૌન હએ હેવાન.તુ કોઇ આદમ યા શએતાન!
અવાર નિંદ તુને ગંવાઇ મેરી; થાકયો.

**અભયસિંહ**—અજી લીજીએ યે હાત,

**યારમહમદખાં**—અરે ભાઇ સલામાત, ચલ ચલ ચલતું મેરે સાથ,
અબ તેરી હમારી મહોબત ઠહેરી. થાકયો.

યારમહુંમદખાં                    ૨૯

ઉન્ને આનેમે ભી હયે ઓર બુલાતે ભી નહી;
બાઇસે તર્કે મુલાકાત જતાતે ભી નહીં;
ખુબ પરદા હયે કે ચિલવનસે લગે બયેઠે હયે,
સાફ છીપતે ભી નહીં ઓર સામને આતે ભી નહીં;
સએકડો વાદે કીએ પર ન હુવા એક વફા,
તુમ બુલાતે ભી નહીં જાઓ હમ આતે ભી નહીં;
જીસે ગર તંગ હો અએ દાગ તો કયું જીતે હો ?
જાન પ્યારી નહીં ઓર જાનસે જાતે ભી નહીં.

૩૦

ભગો—અલ્યા કે'જે જગા મને કાં માર્યો !
જગો—ભગા મસ્તી કર્યાથી મેં વાર્યો,
વાઘલો—રઘા કે'જે વિચાર તેં શો ધાર્યો !
જગો—નાનડાઆ તું જાવા દેને.
રઘો—હું મ્હારો બાપો થાવા દેને.
ભગો—જા જા તારા કાકાને કે'ને.
વાઘલો—એ—મારે સુજનને,
રઘો—રેને—રેને,
વાઘલો—સબુર સતાવતા ના કોઇ એને,
જગો—સુદળપાક જમાડો એને,
વાઘલો—દુઃખ દીએ છે જેને તેને.
જગો—અલ્યા ડરાવે છે તું કેને
રઘો—ઓ બાપા તમોથી હું હાર્યો.

રૂડી—                    ૩૧

કે'વું પડે ના મને લગાર, કદી ન કહાડું હું ઘરબાર,
વાહરે !                    વાહરે !                    મા.
માટોડીની એક ગાડી રૂપાળી.
દહાડ કરી જાય ગડગડ સાલી;
દહાડ ખુબ ખુબ હર્ખે પમાડી,
લહાડ વિવામાં એક નવલી સાડી;
વારી વારી એપર જાઉં, અલાબલા લઇ હું થાઉં;
એયરી                    ધોયરી                    મા.

**અભયસિંહ—** ૩૨

મનના કાંઇ ચેનરે, મું જાઉં દીન રેનરે;
તમવિણ એક ઘડી, લાગે પ્યારાં જુગ ખરી,
નહીં શાંત મન જરી, કયાં હું જોઉં મુખ ફરી! દીન રેનરે
અરે હરી હરી હરી, લે તું સૌનાં દુઃખ હરી,
તું વિણુ નાંહી શકે કરી સહાય, ન કાં તું લે સંધરી;
સુખકારી, દુઃખહારી, દે વિદારી, હે મુરારી!
ધાઓ ધાઓ સહાય થાઓ તન છે બેચેનરે. મનના

**કશળો—** ૩૩

આવી બનીયું છે એનુંરે વ્હાલો મને બહુ લાગે,
કાસળ કાઢશે તેનુંરે, વ્હાલો મને બહુ લાગે;
હાય હાય બાપા મારે એને, પણ હું નહીં મરવા દઉં તેને,
ખબર પડે ના મુજ બાપાને, કહી દઉં હું એના આતાને;
બત્રિશો દેવા લેછેરે, વ્હાલો મને બહુ લાગે,
મીઠું મીઠું બોલેછે રે, વ્હાલો મને બહુ લાગે.

**હંસાકુંવરી—** ૩૪

ગ્રીષ્મ રૂત પ્યારીઆ, લાગે અતિ પ્રીય અંતરે: ટેક
લેપ શિર શીત પુષ્પ સુગંધી, સુખ આપે રંગ બેરંગી,
ભાગે સૌ દુઃખરે પરે; ગ્રીષ્મ.
આછાં શ્વેત વસ્ત્ર ત્રણી પરિધાને, આનંદ આનંદ સૌ માને,
નર નારી ક્રીડા અવસરે. ગ્રીષ્મ.

**સુલક્ષણા—** ૩૫

ગરજનાં સૌ સાથી જગતમાં;
ગરજ સરી પછી નાના નાના નાના નાના; ગરજ.
પરણેલાની સંગે સુખ ભોગવીને ન્યારાં ન્યારાં,
વિસારી દેશો પિયરનાં સગાં સૌ પ્યારાં પ્યારાં;
કોઈ યાદ નહીં આવે કરશો મન ધાર્યાં ધાર્યાં;
શું કરવાને આવે યાદી નાના નાના નાના નાના. ગરજ.

૩૬

**કશળો—** કશળાજીરે અમે કશળાજી,
**કુંવરી પરણી થઈશું રાજી.**

થાઠમાઠથી શણુગારીને બેસું સ્વયંવર માંહ્ય.
કુંવરી પરણી લાવું જરૂરજ છે ખોટી નહીં પતરાજી; કંશળા.
હંસાકુંવરી લટક મટકથી મ્હારી સાથે માલે,
જો ન પરણું એની સાથે તો મુજને કહેવો પાજી. કંશળા

**ચંદ્રસેન—** ૩૭

આનંદે આજ છાવું રૂદય પ્રેમ ભરિત મુજ,
લાડલી સુતા આજ જીવિત નાથ પામી
સુખી થનાર. આનંદે.
રૂણુ ફેડી શિરપરનું થાશે નિશ્ચિત રૂદય,
શાંતી સન્તાન કેરૂં સુખ નિરખી થાય,
પ્રાણ સુફલ પામી વિભુ ગાન ગાય. આનંદે.

**વારાંગનાઓ—** ૩૮

ગાહા કેવી સ્વયંવર શોભા સારીરે. ટેક.
હિરા માણેક મોતિ રત્ન જડિત્રથા.
અજબ કારીગરી ચિતારી રે; એરી સખિ.
દેશ દેશના નૃપ ઉમંગે પધાર્યા,
મુદિત થશે એ ભાગ્યશાળીરે; એરી સખિ.
નાચો ગાઓ એરી આનંદ વાધે
દિન આ અતી શુભકારીરે. એરી સખિ

**સાહેલિઓ—** ૩૯

આજે રૂડો અવસર મારે આવિઓરે,
આજે બેની હંસા પરણે આવાર, શોભા તે શીય વખાણુ એ!
તોરણ મોતિ કેરાં માળી લાવીઓરે.
આજે તે બાંધ્યા મંડપ મોઝાર; શોભા.
વિપ્રે આવી મંડપ વધાવિઓરે,
આજે મન માન્યો મળે આવાર; શોભા.
આનંદ આનંદ આજે અતિ ભાળીઓરે,
આજે કુવરીને વરો સુકુ માર. શોભા.

**સાહેલિ—** ૪૦

આ માનસિંહ નરેશ સુંદર કાશી પુરી મહીવસે,
બળવાન બુદ્ધિવાન બિરજવાન થઈ રણુમાં ધસે.
કૃપાળ કચ્છના ભુપાળ તખ્તસિંહ નામછે,
જુવાન રૂડું રૂપ ગુણ કુપ મ્હોટું ધામછે.

મારવાડના છે મહારાજા વિજયસિંહ રૂડાનામ,
ભવ્ય મ્હેલ ફુલવાડી મોટી, અસંખ્ય તાબે રૂડાંગામ.
દિલ્લિ રાય કામસેન કામ દેહધારી,
અરી તણા પણ ઉરમાંહી દિએ શાંતિ સારી.
સિસોદા રાણા ધિરવીર શાણા ગુણો ગવાણા જગ માંહી
શુર ઘણા ઘવાણા ઘણા દટાણા ન તે સમાણા છે ક્યાંહી.
ધર્મપુરના આ ધર્મરાજ, અરી સકલ કર્યા છે તારાજ;
કિર્તી પ્રસરી જેની ચોપાસ, મહા ભૂપતિ જેના છે દાસ.
જુઓ નૃપ આ આજ ઉમંગ ધારી, સભા મધ્ય બેઠા અતિ સુખકારી,
નથી રૂપ કે ગુણમાં કાંઈ ખામી, ઉદેસિંહમાં રાજ પ્રખ્યાત નામી.
મિરસિંહ રાજા છે ધિરશુરને સદગુણ ધરનારા.
અહા પ્રિય સખિ મ્હારી, નિરખીં નૃપને દિસેછ રૂપાળા.

**અભયસિંહ—** ૪૧

ફેંક્યા દિધો જયાં કિરતારે પછી કોણ ચડે ત્યાં વ્હારે,
આપે દુઃખ ત મરજી ધારે, વિધી હોય પ્રતિકુળ ત્યારે,
રહેવાદે ન ક્યાંય કરારે. આધિ પિડા આવે જ્યારે,
મુંગો ક્યાં જઈને પોકારે, પકડી ખુબ કદિ જો મારે;
તેવી પિડા થઇ છે મારે, અરે પિડા થઈ છે હાય !
અરેરે પિડા થઇ છે હાય ! ફેંક્યા.
રાજ ગુમાવ્યું સેહેજ સાજમાં, રમ્મત ગમ્મત કરતાં કરતાં
ભાઇ ગુમાવ્યો સોના જેવો હાય ! જંગલમાં ફરતાં ફરતાં;
દુઃખની બાજી જોવા સારૂં, હું જીવ્યો છું મરતાં મરતાં,
ક્યારે મલશે ભ્રાત ટકયો છું, બસ એ આશા ધરતાં ધરતાં;
હકીકત જે કંઈ આપે જાણી, એછે મ્હારા દુઃખની કાણી,
કહેતાં આવે આંખે પાણી;
શાંત ના થવાય ના દુઃખ થાય હા ! હા !
જીવથી જવાય ના દુઃખ થાય હા ! હા !
જો સુખીઓ ધારો તો હું છું જો દુઃખીઓ ધારો તો હું છું
ધિર ક્ષત્રીનો બાલક હું છું રઝડું છું આ અવતારે. ફેંક્યાં.



**સર્વે—** ૪૨

રે ગતિ કોઇ પાર ન પામે, મ્હોટા મુનિઓ વિરામે,
પ્હોંચે નહીં તારે ઠામે, મતિ બિજાની શી જામે ! રે.
કૃતિતારી રતિવારી સારી છે સુખ કરનારી,
મતિ ભારી હારી બલિહારી વારી વિચારી,
સરજનહારી સુખ કરનારી દુઃખ હરનારી છે,
લજ્જા રાખિને તે આપી પ્રાસાદિ વિઘ્નોને કાપી. રે.



## અંક ૩ જો.

**કુપટ ગવૈયો—** ૪૩

માલનીઆં બંધન બાંધોરી, બાંધો સબ મીલકેરી;
સદા રંગીલેકે ઘર કાજ રચોરી, ગાઓ સબ મીલકે; મા.
સદા રંગીલી છબીલી તાનન સેરી, બધાવરા,
ગાઓ સબ મીલકેરી.

**કુપટ ગવૈયો—** ૪૪

કયા તુમસે કહું હાલ યેહ અએ સર્વરે દાનો,
એક લડકીને થા ઝેર ઉસસે મુરદે સામાના;
ખુદ મરને લગી હાય જુદાઈ મેં ઉસિકિ,
કર ઉસકા ઈલાજ આહ કયા ઘરમેં દીવાના.
લડકીકો જો થા દરસ બનાયા ઉસસે શોહર,
કમબખ્ત કહીંકો હુવા છોડ ઉસકો રવાના;
સચ હએ જો કમીના હએ વફાદાર ન હોગા,
મુશ્કીલ હએ મજ્ને નીમમે ગુલકંદકા આના.

**જયરાજ—** ૪૫

પુત્રીના બાપની અવસ્થા કુમાર, જાણે કેમ જેને અનુભવ ન લગાર,
મળે શાંતી અતી ચિંતા આગે ! વીંછીની વેદના મીઠી લાગે !
ફરે કોટે ફણીધર ને વિંટાળી ! શકેના પુત્રી મોટી કો પાળી;
દુઃખ દારૂણુ સુતાનું જોઇ, બચે માબાપ પાપીઆં કોઈ

**હંસાકુંવરી—** ૪૬

જાઓ જાઓ ચતુરાઈના ચલાઓ. ૨૬.

મધુર મધુર બોલી વાણી, બાનું બાઇ ફેરૂં આણી,
છટકી જાવું છે છેલાણી, મળી બીજી હું સમાણી,
વાત મેં તમારી જાણી, કપટથી છબીલા કંઇ એમ નહીં ફાવો. જાઓ.

૪૭

**હંસાકુંવરી**—આનંદ ઉરછલકાયે પિયુ મનમાં માહારા,
**અભયસિંહ**—પ્યારી મારી વરસાવે આનંદ હૈડામાં મા'રા,
**હંસાકુંવરી**—મળું માતને નમુ તાતને,
**અભયસિંહ**—પ્રિયભ્રાત ને ભેટું જઇ,
**હંસાકુંવરી**—પ્રિયભ્રંગ હું, અર્ધાંગહું, હું રહું સંગ હું દાસી થઇ.
**અભયસિંહ**—કુમુદી મારી હું ચુમું, રસિક મસ્ત થઇ ઝુમું,
મદન રંગમાં ઘુમું:
**હંસાકુંવરી**—રસ પાઇ પી થાશો ઘેલી,
**બંને**———ક્ષણુ ન છુટાં પડી, રૂદય રૂદયે જડી, હવે સાગર ચડી.
**હંસાકુંવરી**—પીયુતરીએ
**બંને**———ભીંજીરસે, રસ કેફ નિશ દિશ જગત અશેષ તરી જઇએ.

**પદમાવતી—** ૪૮

તાત ત્રિભુવન પતી શીવ તારૂં.
અહોનિષ રમાણું સુરપતી સુખકાર; ત્રિભુવન પતિ.
જટા જુથ શિર પર ગંગ ધારી,
ત્રિશુલ લલાટ ભસ્મ ચર્ચીત ભારી. અહોનિષ.
ભોળાનાથ શંભુ ભકત ભદ્રકારી,
તન દુઃખ ધો ભીડભંજન ટાળી. અહોનિષ.

**પદમાવતી—** ૪૯

ભોળા મારા શંભુ સંગ હું રમું ઝુલાવું પ્રેમે.
હાસો વ્હાલો ઘેલો કાલો.
આપ્યાં મારાં બાલ.
તારી લઉં સંભાલ લાડ લડાવી,
બાલુડા જોગી હુલાવું ઝુલાવું; ભોળા.
ઝીંથરીઆં ભસ્માલા બાળા મોતીડે વધાવું,
પ્રાણ પાથરી, ઉમંગે ભરી.

**કુંગો—** ૫૦

આ સાગર બાપજી તમોને રાખે ખુશ ખુશ;
સાગર અમારા દેવતા ને સાગર અમારા બાપ,
સાઝા તાઝા થઈ ફરીએ અમે તે સાગરના પરતાપ; તમોને.
સાગર મારે સાગર તારે સાગર પુરે અન્ન,
સાગરથી બિજો દેવ સરસ કયાં બોલો સાગરની ધન્ય ધન્ય. તમોને.

**હંસાકુંવરી—** ૫૧

વગડે વરઝોળા મ્હારા થયા, મને રઝળાવી નાથ ઓ સલુણારે ! વ.
વ્હાલી તમોને અતી હું હતી લિધો કોનો સંગાથ ઓ સલુણારે ! વ.
જીવી હવે હું શું કરૂં ! સ્વામિ આવું છું સાથ ઓ સલુણારે ! વ.

**અભયસિંહ—** ૫૨

ચિત ચિંતા ઝાળથી બળતું,
ઉત્સુક પ્રિયા મીલનનું હૈડું; નિરાશ થઈ ટળવળતું.
વચન વડે બંધાઇ મુંઝાઇ, નયન નીર નથી ખળતું.

**સુલક્ષણી—** ૫૩

ઓલી લુચ્ચી તહીં શું થાશે, ફસી જાશેરે;
કેમ બોલાશે, કેમ જોવાશે, પિયુને કેમ મલાશે. ઓલી.
ખુસી હસી રસિક હૃદય શું ચાંપી, અધર સુધારસ પાશે. ઓલી.

**માનસિંહ—** ૫૪

ભોળું અહીંઆં પણ જાણે ત્યાં જઈ વાત કરૂં છું,
ક્યાં છું તે સમજું નહીં જાતે હંસા સંગ ફરૂં છું;
મન ત્યાં પહોંચી ગયું તન આ આંહી પડી છે રહ્યું.

**સુલક્ષણી—** ૫૫

વસે નગર રાજ મા'રાજ અતિ સુખિઆરા,
નહીં કોઈ તરફનું દુઃખ શરીરે સારા;
હતા બેઉ રાજકુમાર પરસ્પર પ્યારા,
દ્રઢ અચલ સ્નેહનો બંધ થયા દુઃખીઆરા;
નહીં કરેલ દ્રષ્ટી થકી કદી પણ ન્યારા
એ વાત શુણી પછી ભલે મળો પ્રિય પ્યારા
સુણતાં નગર શેઠની પત્નિ વાતે, થયું હાસ્ય કરતાં મહા દુઃખ પાતે;
પિતા ક્રોધીએ ન્યાય શોધ્યો ન ત્યારે, દિધો દેશવટ વર્ષ દશ ધિક્કારે;

---

પામ્યા એ મ્હોટું દુઃખ સુખે ફરનારા,
એ વાત શુણી પછી ભલે મળો પ્રિય પ્યારા;

---

ભાડી રડી રડી પાય પડી રીશ રાય ચડી નવડી ઉતરી,
પરજા સમજાવી રહી વિરહી ન લહી ન કહી વહી વાત ધરી;
ભટકી ભટકી વન ભ્રાત ભમ્યા નવ શોક શમ્યા જખમે જબરી,
નાગણુ ના ગણુકારી ડશી ફસી ન્હાનો મુઓ કર લેખ કરી;

---

વાંચ્યો લેખ રડીને ચાલ્યો મ્હાલ્યો મહા સુખમાં મ્હોટો.

---

ઇશ કૃપાથી ન્હાનો પરણ્યો બીજી મળી ગયો જોટો;

---

એ રીતે થયા બે ભાઈ પરસ્પર ન્યારા,
એ વાત શુણી પછી ભલે મળો પ્રિય પ્યારા;

---

ગયો ન્હાનો શુભ જાવા મુકામે, વર્યો !

કશળો— ૫૬

કશળાજી બાપાજી ડાહ્યાજી ઠમકાજી.
ઘી કેળાં ઘી કેળાં ખાધાં છે હો.
ઠમ ઠમ બોલે, એવા ગોળા જેવા આ,
મોટેરા ફાંદાજી ભરવા છે હો;
કેળીઓક ખાઓ ભાગી કાં જાઓ !
મારા સમ મારા સમ મારા સમ આઓ. ઠમ

સુલક્ષણી— ૫૭

ના ના સારી હુશીઆરી હવે ધારી, ઉપકાર કરનારી ને વિસારી;
અણવિશ્વાસી બની શરમ તજી, લાજ ન આવી અમારી; નાના.
તારે માટે કંઈ કષ્ઠ કીધું, શરીર તણું બલીદાને દીધું;
એ તું ભુલી માને ફુલી, ક્રોધ ખોલી કડ્ડું બોલી;
પ્રિતી રીતી એ ભારી. નાન

હંસાકુંવરી— ૫૮

ઓ લટકાળી, પછી તું ભુલી જાશે, ઓ રૂપાળી, પટરાણી જ્યારે થાશે;
સાડી પહેરી, લટકા કરતાં. જાણીતીછો, મટકો ધરતાં,
રૂમઝુમ કરતાં મહેલે ફરતાં, રમક ઝમક છમક છમ પરવારી; પછી
નગવું જોશે મારે તુજને, ભુલી જાશે મારી બુજને,
નહીં બોલાવે બાઇ તું મુજને; ચટક મટક લટકની કરનારી. પછી.

ચંદ્રકળા— ૫૯

ખમા મારા રાજાને ઘણા ખમા
વિનવે દાસી છબીલાજી હો—ચિત્રાવતીરાઓ; મારા.
છોડો ઉદાસી રંગે રમાડું રે.
હાજી કોતો ગાઉં નાચું રૂમઝુમ.

કશળો— ૬૦

ધોમ તાગડ ધીન્ના ધીન ધીન્ના,
છુટી ગ્યા છુટી ગ્યા,
ભેટાડયાં સૌ એને,
બંદાએ આ બંદાએ છે. તાગડ.
આનંદ આનંદ ઝીમ ઝનનન, ઝીમ ઝનનન,

સર્વે—જય જય જય થયો પ્રભુ કરૂણાગો

કશળો—મજારે થઇ વિપતી ગઇ
નાચું થઇ થઇ ધોમ ધોમ.

સમાપ્ત.